૭૮૬

# ઇસ્લામી હિત હકોના રક્ષણ કરનું

# ઑલ ઇન્ડીયા

રાજકોટ મેમણ કોન્ફરન્સને

# એક પયગામ


મીર્ઝા જાનીબ
મોહમ્મદ જંમીલુદ્દીન ગવસી
એમ. એ. એલ એલ. બી. (અલીગ)
રેવન્યુ અધિકારી માણાવદર.


" ગર કબુલ ઉફ્તદ ઝહે ઇઝ્ઝો શરફ "


છપાવી વહેંચનાર
" એક હમદર્દે કૌમ મેમણ ગ્રહસ્થ "

તા. ૧૦—ઓકટોમ્બર

بسم الله الرحمن الرحيم

# મુસ્લીમ હસ્તી અને મુસ્લીમ હિતોનું રક્ષણ.

હિંદના મુસલમાનો એક ઘણીજ મોટી 'નેશન' (કૌમ) હોવા છતાં પણ કેટલી કેટલી મુસિબતો અને આફતોનો સામનો કરી જીંદગી ગાળી રહ્યા છે, એ વાતથી ભાગ્યેજ કોઇ મુસલમાન ના વાકિફ હશે. મુસલમાનો એક ચોક્કસ અને જુદી જુદી નેશન હોવા છતાં પણ પોતાને નેશનના નામથી ઓળખાવવા લાયક રહ્યા નથી. એનું કારણ શું છે? આપણામાં કોમી બળની ગેરહાજરીનું પરિણામ છે. કોમી બળ એટલે આપસની ઐકયતા અને ઇખલાસ. કોમ રૂપી વૃક્ષ ઐકયતાની જડો ઉપરજ ઉભું રહી શકે છે. કોમ શબ્દ અરબી ભાષાનો છે. તેનો અર્થ ઉભું રહેલું થાય છે. આ શબ્દનો અર્થજ કહી આપે છે કે જે ઉભો રહેવા માંગતો હોય તેનામાં ઉભા થવાની શકિત હોવાની પણ જરૂર છે. જે લોકોમાં પોતાના પગ ઉપર ઉભા રહેવાની શકિત હોય તેજ લોકો નેશન કહેવડાવવાનો હક રાખે છે. ચાલુ સમયના મુસલમાનો એવી તો દુર્દશામાં ફસાયેલા છે કે તેઓમાં પગભેર ઉભા રહેવાની તાકાત રહી નથી. તેઓ એટલા તો કમજોર થઇ ગયા છે કે પોતાના હક્કોના રક્ષણ માટે આજે એક કૌમની મદદ લે છે, તો બીજે દિવસે બીજી કૌમને પડખે રાખવાની તેમને જરૂર પડે છે.

સંખ્યા જોતાં મુસલમાનો કંઈ હિંદમાં નજીવી સંખ્યામાં નથી. આઠ કરોડની સંખ્યા એ કંઈ નાની સુની ગણત્રી ન લેખાય બીજા ઇસ્લામી દેશોમાં વસતા મુસલમાનોની સંખ્યાને લઇએ તો, તેવા એક નહીં પણ બબે ત્રણ ત્રણ દેશોની એકઠી સંખ્યા પણ એકલા હિંદની સંખ્યા સામે કંઈ શુમારમાં નથી. આપણું સંખ્યા બળ આટલું હોવા છતાં પણ

આજે આપણે નેશન કહેવડાવવાને પાત્ર નથી, એનું કારણ ઉપરમાં કહી ગયા તેમ આપણામાં ઇત્તિફાક નથી, એકત્ર થઈ કામ કરવાની શકિત રહી નથી. હિંદમાં બીજી ઘણી કોમો એવી છે કે જેની વસ્તીનું પ્રમાણ જોતાં સંખ્યામાં મુસલમાનોનો વીસમો ભાગ પણ નથી, છતાં તેઓ નેશન તરીકે ઓળખાય છે. તેઓમાં પોતાના પગ ઉપર ઉભા રહેવાની શકિત છે. તેઓમાં ઐક્યતા છે, તેઓ પોતાનાજ બાહુબળ વડે પોતાના હકોનું રક્ષણ કરી રહ્યા છે, એટલુંજ નહીં પણ ઘણી ખરી બાબતોમાં તો તેઓના હકથી પણ વિશેષ ભાગ પચાવી પાડે છે.

પોતાની સ્થિતી તરફ ખ્યાલ કરતાં અને બીજી આગળ વધતી જતી કોમો તરફ લક્ષ આપતાં મુસલમાનો માટે ઘણુંજ જરૂરનું છે કે તેઓએ પોતાના હકોના રક્ષણ માટે પોતાનાજ પગ ઉપર ઉભા રહેવું જોઈએ. ગવર્નમેન્ટ તેમજ કોંગ્રેસ એ બેમાંથી એકે તેઓના હકનું રક્ષણ કરી શકે એમ નથી. ગવર્નમેન્ટ મુસલમાનોના હકોનું રક્ષણ કરવા માટે એટલા માટે અશકત છે કે તેને પોતાનાજ કેટલાક હિતોની સંભાળ રાખવાની છે. એક નાની કમજોર નેશનને ઇન્સાફ આપવા ખાતર એક મોટી અને બળવાન નેશનને ગવર્નમેન્ટ શા માટે નારાજ કરે? સરકારી નોકરીઓમાં મુસલમાનોનું પ્રમાણ જોતાં એ હકીકત દીવા મિસાલ પ્રકાશમાં આવી જાય છે. નોકરીની વ્હેંચણીમાં મુસલમાનો સાથે કેટલી બધી બેઇન્સાફીનું વર્તન થાય છે? મુસલમાનોના હકો છડેચોક લુંટાય છે છતાં ગવર્નમેન્ટ મુસલમાનો પ્રત્યે ઇન્સાફની દ્રષ્ટિએ જોવા અશકત છે. બીજાના બળ પર કુદવું અને બીજાની મદદની આશા રાખવી હમશા નિરર્થક જોવામાં આવી છે. શેખ સાદી સાહેબના વચનો મુજબ પાડોશીની મદદ વડે બેહશ્તમાં જવું એ દે.ઝખના અઝાબથી ઓછું નથી, કાઉન્સીલની ચુંટણીની બાબતમાં પણ મુસલમ.નોના હિત ગવર્નમેન્ટ સાચવી શકતી નથી. એ પ્રાંતોમાં કે જ્યાં દેખીતી રીતે મુસલમાનોની સંખ્યાનું પ્રમાણ વધારે છે ત્યાં પણ સંખ્યાના પ્રમાણમાં કાયદેસર જે વધુ હકો ધરાવવા મુસલમાનો હકદાર છે ત્યાં તે હકો મુસલમાનોને ન અપાય એવા જગજાહેર પ્રયત્નો કોંગ્રેસીઓ તરફથી થાય છે. કોંગ્રેસીઓએ મુસલમ:નોની નબળાઈ જોઈ તેનો ફાયદો લેવો શરૂ કર્યો છે, અને ખુલ્લે છોગે મુસલમાનો સાથે દુશમનાઈ કરવામાં પાછી પાની કરતા નથી આનો ઇલાજ શું?

માત્ર એજ કે મુસલમાનોએ એકત્ર થઇ પોતાનાજ બળ વડે પોતાના હકોનું રક્ષણ કરવું. કોંગ્રેસનો સાથ દઇને કે પોતા થકીજ જે મુસલમાનો કામ કરતા હોય તેમણે આ નિયમ તો હમેશા મદ્દે નઝર રાખવાની જરૂર છે કે જે જે પ્રાંતોમાં મુસલમાનોની સંખ્યાનું પ્રમાણ બીજી કોમો કરતાં વધુ છે; ત્યાં ત્યાં કાયદા મુજબ તે પ્રમાણ કાયમજ રહેવું જોઇએ. એવું બનવા ન પામે કે તેમનું પ્રમાણ બીજી કોમના પ્રમાણની બરાબર કે તેથી પણ ઓછું કરી દેવામાં આવે. કેટલાક મુસલમાનો પોતાને **નેશનાલીસ્ટ** કહેવડાવી કોંગ્રેસીઓની હા સાથે હા મેળવી **પંજાબ** અને **બંગાળ**માં કે જ્યાં મુસલમાનોની સંખ્યા વધુ પ્રમાણમાં છે ત્યાં તેમનું પ્રમાણ તોડવા પ્રયત્ન કરી રહ્યા છે. એવા નેશનાલીસ્ટોને શું કહેવા ? એ ગદ્દાર અને મક્કાર નહીં તો શું ? ઇસ્લામ અને મુસલમાનોના વેરી નહીં તો શું છે ? હિંદમાં મુસલમાન તરીકે જીવવા માટે દરેક સ્થળે અમારી સંખ્યાના પ્રમાણ મુજબ અમારૂં પોલિટિકલ બળ રહેવું જોઈએ એ જરૂરનું છે.

જે હિતો ઉપર આપણી કોમની જીંદગીનો આધાર રહેલો છે, જે હકો વડે આપણે નેશન તરીકે ઓળખાઈએ છીએ, તે હિતો અને હકોનું રક્ષણ આપણે આટલી મોટી સંખ્યામાં હોવા છતાં કેમ કરી શકતા નથી ? તેનું કારણ માત્ર એજ કે **અમારૂં કોમી બળ વીખરાઈ ગયું છે તેને એકત્ર કરવાની જરૂર છે.** કોમી બળ બે ચીજો વડે હાંસિલ થઇ શકે છે. તેમાંની એક વસ્તુ **દોલત** છે અને બીજી **ઐકયતા** છે અને આ બે પૈકી એક પણ વસ્તુ મુસલમાનો પાસે નથી.

## કોમી દોલત

કોમી દોલત ઉપર જરા દ્રષ્ટિ નાંખી જોઇએ અને મુસલમાનોની સ્થિતિ કેવી છે તે ઉપર જરા વિચાર કરી જોઇએ. મુસલમાનોની સૌથી પહેલી પીછાણ **ગરીબી** છે. હિંદમાં **ગરીબ**નો અર્થ **મુસલમાન** અને **મુસલમાન** એટલે ગરીબ. ભાગ્યેજ કોઈ એવો નશીબદાર મુસલમાન હશે કે જે નાણાં ધીરનાર હિંદુના કરજના બોજા તળે દબાએલો નહીં હોય. અવાર નવાર મુસલમાનોની મિલ્કતો હિંદુઓના કબ્જામાં જતી જોવામાં આવે છે. ખરી મહેનત અને પસ્સેવા વડે મુસલમાનોની કમાએલી કમાણીનો મોટો ભાગ એક અથવા બીજા રૂપમાં હિંદુઓનાજ હાથમાં જતો

દેખાય છે. આ સંજોગોની હસ્તીમાં અને મોજુદગીમાં મુસલમાનોના કોમી બળના બંધારણોનો પ્રોગ્રામ હાથમાં લઇ શકાય તેમ નથી. કોમી બળની ઇમારતનો પાયો નાંખવોજ હોય તો મુસલમાનોએ ગમે તે ભોગે પણ ભવિષ્યમાં આ સંજોગોને ઉભા થતાં અટકાવવાજ જોઈએ. બીજી કોમો પોતાને ઉંચી પંક્તિએ પહોંચાડવા કાંજે દર વરસે કરોડો રૂપીઆનું પાણી કરી નાંખે છે. મુસલમાનો કદાચ પોતાની કોમને તારવાનો પ્રયત્ન પણ કરવા ચાહે તો દોલતથી મેહરૂમ હોવાના સબબે કરી શકે તેમ નથી. કોમી ચળવળને જીવતી રાખવા પૈસાની પુરતી જરૂર છે પણ સમડીના માળામાં માંસ ક્યાંથી ? મુસલમાનો પૈસો ક્યાંથી લાવે ? મુસલમાનોની બેપરવાઇના કારણે આપણી કોમી હાલત દિવસે દિવસે વધુ અને વધુ ખરાબ થતી જાય છે. જરાક દાખલા રૂપે પંજાબના મુસલમાનોને લઈને તેમની હાલત ઉપર ધ્યાન આપીએ. બારીકીથી તપાસ કરતાં ચોક્કસ રીતે જાણુ-વામાં આવેલ છે કે પંજાબનાજ મુસલમાનો કે જે મોટે ભાગે જમીનદાર છે તેઓ ઉપર કુલ દેવું **એકસો પચાસ** કરોડનું છે. લેણદારો કોણ છે ? **હિંદુ મહાજન.** પંજાબી મુસલમાનોની વાર્ષીક આવક લગભગ પચાસ કરોડની છે જેમાંથી અર્ધી આમદાની એટલે પચીસ કરોડ રૂપીઆ તો માત્ર **વ્યાજ** તરીકે મહાજન ધસડી જાય છે. બાકી રહેલ અર્ધ ભાગની આમદાનીના પચીસ કરોડ પણ એક કે બીજા રૂપમાં એજ મહાજનોના ખીસ્સામાં પહોંચે છે. દીન રાતની આપણી જરૂરીયાતો માટે પણ આપણે એજ લોકો ઉપર આધાર રાખવો પડે છે. વેપાર એજ મહાજનોના હાથમાં એક હથ્થુ હોઈ વ્યાજ આપ્યા પછી બાકી રહેલી બચત પણ તેમનાજ હવાલે કરવી પડે છે.

## આ સ્થિતિનો અર્થ શું ? ગુલામગીરી.

આ સ્થિતિ શું સુચવે છે ? માત્ર એજ કે જે કંઈ પંજાબવાસીઓ કમાય તે બધું બીજી કોમની જાહોજલાલી માટે. આ હકીકતને બીજા શબ્દોમાં મુકીએ તો એમ કહી શકાય છે કે હિંદમાં વસ્તા મુસલમાનોની સ્થિતી ગુલામગીરીની છે. આખા હિંદના મુસલમાનોની સ્થિતી તો પંજાબના મુસલમાનો કરતાંય ઘણીજ વધારે ખરાબ છે. ગુલામીનો અર્થ શું ? ગુલામ તે માણસ કહેવાય છે કે જેની મહેનતનું ફળ બીજા લઈ જાય. હિંદ આખાના મુસલમાનો પોતાની કમાણી વ્યાજના રૂપમાં કે બીજા

રૂપમાં ગેરમુસ્લિમોને અર્પણ કરી દે છે, અને પોતે દુર્દશામાંજ મુબતિલા રહે છે. શું આ હકીકત સાચી નથી? કયો મુસલમાન આ હકીકતનો ઈનકાર કરી શકે તેમ છે? આજે જ્યારે આ સ્થિતિ છે, તો આજ વેગે આવતી કાલે આથી કેટલી વધારે ખરાબ સ્થિતીએ પહોંચીશું, એનો ખ્યાલ કોઇએ કર્યો છે કે?

# કોમી બળ.

હવે જરા આપણે આપણા કોમી બળ કે કોમી ઐક્યતા તરફ નજર ફેરવીએ. આપણે ગરીબ છીએ, દોલત નથી છતાં પણ જો ચાહીએ તો આપણી કોમી હસ્તીને કાયમ રાખવા તરફડીયાં મારી શકીએ છીએ. પણ એ તરફડીયાં મારવા માટે પણ **કોમી ઐકયતા**ની જરૂર છે–એ કયાંથી લાવવી? લેણદાર મહાજનો અમારી કમાઈ વ્યાજ અને વેપારદ્વારા ઘસડી જઇને અમારી આર્થીક સ્થિતીને નબળી કરે છે, તો બીજી તરફ અમારા કહેવાતા **ઉલેમા** કોમી ઐકયતાનું સત્યાનાશ કાઢે છે. છોકરીઓને લખતાં શીખવું કે નહીં, રમઝાનમાં સવારે એ અઝાન જાએઝ છે કે કેમ? એવી એવી નજીવી બાબતો ઉપર ફુરસદથી બેસીને લાંબા લાંબા ફતાવાઓ લખી કાઢે છે, અને બીજા પક્ષના સાથ દેનારા જાહીલ અને અભણ મુસલમાનોને કાફીર, મુરતદ, મુલહદ અને નેચરી બનાવી, ઈસ્લામના દાયરા બહાર હાંકી કાઢે છે. આખા હિંદમાં તો શું બલકે આખા પૃથ્વી ઉપર ભાગ્યેજ કોઈ એવો મુસલમાન હશે કે જેને બીજા મુસલમાને કુફ્રના ફતવાથી દાગ્યો ન હોય, એક બાજુએ આપણી એ દોલત કે જે આપણી કોમી હસ્તીનું પોષણ કરી શકે તેને આપણાજ હાથે બીજાને સ્વાધીન કરી દઇએ છીએ, અને બીજી તરફ કુફ્રના અખાડામાં કુદી પડીને આપણાજ ભાઈઓને પછાડી પછાડીને આપણાથી છુટા પાડીએ છીએ.

અમારા બળના પલ્લામાંથી જે કાંઈ ઓછું થાય છે તેટલાજ પૂરતી કમજોરી આપણે ભોગવવી પડે છે એમ નથી. એકનું નુકશાન અને બીજાને ફાયદો. એ હિસાબે અમારી પાસેથી જે કંઈ જાય છે તે બીજી કોમના બળના પલ્લામાં જઈ તે બાજુને વધારે અને વધારે મજબુત બનાવે છે, એટલે કે જેટલું આપણે ગુમાવીએ છીએ તેના કરતાં બમણી કમજોરી નો સામનો થાય છે. આ હિસાબે અને આ ગણત્રીએ બીજી કોમો બહુજ

રહેલાઇથી આપણી કોમને પાછળ ધકેલી રહેલી છે અને ધકેલેજ જાય છે. **કાફરગીરીની ચીણગારીઓ વડે આપણાજ ઘરોનો નાશ કરીએ છીએ.** "ઇસિ ઘરમે આગ લગ ગઈ ઘરકે ચિરાગસે."

દોલત સંબંધી બોધ આપતાં ખુદાએ ફરમાવેલ છે કે:–**"અમવાલહુમુલલતી જઅલલ્લાહો લકુમ કેયામા"** (તમારી દોલત કે જેને તમારા બળ અને તાકાત માટે અલ્લાહે એક ઝરીયો બનાવેલ છે.)

કોમી તાકાત અને કોમી બળના આ આધારને તો અમે ઘણીજ બેદરકારીની સાથે બીજાઓને આપી દઇ ગુમાવી રહ્યા છીએ.

કરજના બોજથી બચવા માટે અમારા પ્યારા નબી (સ. લ. અ. વ.) એ આ દુઆ ફરમાવેલ છે:—

**"ઇન્ની અઉઝો બીકા મીન ગલબતદયન વ કહેરૂરરિંજાલ"**

(અલ્લાહ, કરજના બોઝાથી બચવા અને બીજાઓની પરાધિનતાથી દુર રહેવા હું તારી સહાય માંગુ છું.) જ્યારે કોઇનું લ્હેણું હોય તો તે લેણદારની પરાધિનતા તો દેણદારે ભોગવવાનીજ છે.

એક માણસ કરજદારીની હાલતમાં મરી ગએલ તેના જનાઝાની નમાઝ પઢાવવા આં હઝરત (સ. અ. વ.)એ ઇન્કાર કરી દીધેલો. વ્યાજ દેવાને તથા વ્યાજ લેવાને સમાન ગણી બન્ને માટે મનાઈ ફરમાવેલી છે. ફુઝુલ ખર્ચી માટે સખત તાકીદ સાથે સખત મનાઈ હુકમ છે. આ બધા હુકમોનો અર્થ શું છે? એજ કે આપણી કમાણીની હદમાં રહીને ખર્ચ કરવું અને આપણી આમદાનીમાંથી અમુક ભાગ બચાવવો.

આપણા પ્યારા પયગમ્બર (સ. અ. વ.) એજ પોતે સાદી જીંદગી ગુજારીને સાદો ખોરાક ખાઇને, અને સાદો પોપાક પહેરીને મુસલમાનોને જીંદગી કેવી રીતે ગુજારવી તે સ્પષ્ટતાની સાથે બતાવી આપેલ છે. રીત રીવાજના ફુઝુલ ખર્ચાથી બચવા તાકીદ આપેલ છે. આપસની ઐકયતા અને ઇખલાસને ઇસ્લામના મુળતત્વ તરીકે બતાવેલ છે. **"અસ્સલામો અલયકુમ"** કહેવાને કુર્આને પાકે ઇસ્લામી હોવાની એક નિશાની સુચવેલ છે. **"વલા તકુલુ લે મન અલકા અલયકુમુસ સલામ લસ્તા મોમીના"**

( અને જે તમોને મળતી વખતે ( ઇસ્લામી ) સલામ કહે તેને 'તું મુસલમાન નથી' એમ ન કહે. )

છેલ્લી હજના ખુતબામાં આ બીના ઉપર ભાર દઇને ફરમાવવામાં આવેલ છે કે એક મુસલમાનની આબરૂ, મીલકત અને લોહી (જીવ, પ્રાણ) ની હુરમત બીજા મુસલમાન ઉપર વાજીબ છે. ઉપરાંત આં હઝરત ( સ. અ. વ. ) નું ફરમાન છે કે "કલેમા પઢતા મુસલમાનને જે કોઈ કાફીર કહી પોકારશે તે પોતે કુફ્રની નજદીક જશે" તેવીજ રીતે ફરમાવેલ છે કે "લા તકફુર અહલા કીબલતક" (જેઓએ કીબલાને ગ્રહણ કરેલ છે તેઓને કાફીર કહો નહીં.) વેપાર માટે બોધ આપતાં ફરમાવ્યું કે "તમારી જીંદગીના પોષણનો ૯/૧૦ મો ભાગ વેપાર મારફત આવે છે.

આવા સોનેરી નિયમો અમોને અમારા પયગમ્બર [સ. અ. વ.] સાહેબથી મળ્યા છે છતાં આજકાલ આપણે કેવા પ્રકારની જીંદગી ગુજારીએ છીએ તેનો વિચાર કોઇએ કરી જોયો ? આપણા દીની ભાઈની જીંદગી મીલકત અને આબરૂને બચાવવાના બદલે શું આપણે મુર્ખાઈના કારણે જુઠી આબરૂના ખિતાબોના સાટામાં અથવા તો જમીનના એક ટુકડાના અવેજમાં આપણી કોમ અને આપણા પાક મઝહબને બીજાના હાથોમાં વેચી નથી રહ્યા ? જે લોકો અલ્લાહ ઉપર ઈમાન રાખે છે, પયગમ્બર ( સ અ. વ. ) સાહેબને અલ્લાહના રસુલ તરીકે સ્વીકારે છે, અને કુર્આને પાકને માને છે તેઓને કાફીર કહીને શું આપણે ઇસ્લામના શિક્ષણનું ખુલ્લી આંખે ઉલંઘન કરતા નથી ? સારા સારા મિષ્ટાનો પાછળ અને સારા સારા દેખાવડા પોષાક પાછળ શું આપણે આપણી દોલત બરબાદ નથી કરતા ? અને એ બરબાદીના પ્રતાપે શું આપણી કોમના બચ્ચાઓને ભીખ માંગી પેટ ભરવા માટે બીજી કોમના દરવાજા ઠોકવા પડતા નથી ? સુન્નત, શાદી પ્રસંગે, નીસબત-મંગણી વખતે અને શાદી વિવાહ રચાવતાં શું આપણે આપણી મીલકતો વેચતા કે ગીરવી મુકતા નથી ? આ પ્રમાણે કરજથી કે મીલકત વેચી હાંસીલ કરેલા પૈસા વડે વાગતાં ઢોલ વાજાં આપણી ખુશીના પોકાર કરતાં નથી પરંતુ આપણી પડતીના રૂદન રૂએ છે.

આપણી પડતીનાં આવાં ખુલ્લાં ચિન્હો આપણી નજરો સમક્ષ આવતાં શું આપણી એ ફરજ નથી કે આ પડતીના કારણોને 'હોલ્ટ'

કહી અટકાવીએ ? શું વખત આવ્યો નથી કે અલ્લાહ પાકના તથા પ્યારા નબી (સ. અ. વ.)ના ફરમાનો સામે માથું ઝુકાવી દઇએ અને તે ફરમાનોનું અનુકરણ કરવા માટે દ્રઢ નિશ્ચય કરી લઇએ ? હે મારા દીની ભાઇઓ જો સાચેજ તમારા મનમાં તમારી કોમ માટે અભિમાન હોય, અને જો ખરા અંતઃકરણથી તમારા ભાઇઓની હસ્તીની નાવને ડુબતી બચાવવા માંગતા હોવ, જો તમારી કોમના બચ્ચાઓને ભીખ માંગવાની સ્થિતિમાંથી કાઢી ઉંચી પંક્તિએ લઈ જવા લેશમાત્ર પણ તમારા દીલમાં દર્દ હોય તો તૈયાર થાવ અને નીચે લખેલા આ પાંચે નિયમો અગર તે પૈકી ગમે તેટલા નિયમોને જીંદગી પર્યંત પાળવા અલ્લાહના સોગંદ ખાઈ લો.

## નિયમો:—

માઋં મોત અને મારી હયાત જે રબ્બુલ આલેમીનના હાથમાં છે તેના સોગંદ ખાઇ આજથી દ્રઢ નિશ્ચય કરૂં છું કે:—

( ૧ ) બીજા હિત હેતુઓને બાજુએ મુકીને સૌથી પહેલાં મુસલમાનો તથા ઇસ્લામના હિત અને હકો તરફ ધ્યાન આપીશ.

( ૨ ) નાત, જાત, દેશ કે અકીદાની પરવા કર્યા સિવાય કોઇપણ કલેમા પઢનાર ભાઈને કાફિર કહીને પોકારીશ નહીં તેમ દરેક મુસલમાનને હું તન, ધન અને કલમથી મારી સ્થિતી અનુસાર બનશે તેટલી મદદ કરતો રહીશ.

( ૩ ) માઋં ખર્ચ મારી આમદાનીની અંદર રહી કરવા દરેક બનતો પ્રયાસ કરીશ.

( ૪ ) મુસલમાનોને વેપાર ઉદ્યોગનું ઉ-તેજન મળે તેવો બનતો પ્રયાસ હું કરીશ, અને રાત દિવસની મારી વપરાશની જરૂરી ચીજો બનશે ત્યાં સુધી હું મુસલમાનો પાસેથીજ ખરીદીશ.

( ૫ ) બચ્ચાના જન્મની ખુશાલી કરવા, સુન્નત શાદી રચાવવા, વિવાહ શાદીની ધામધુમ માટે કે મોત મૈયતના ચાલતા આવતા નકામા રિતરિવાજો કરવા માટે ખર્ચ કરવા હું કદી વ્યાજુ નાણું લઈશ નહીં તેમ એવા ખર્ચો કરવા માટે હું કદી મારી સ્થાવર મીલકત વેચીશ કે ગીરવી મુકીશ નહીં.

ખુદા આ નિયમો દ્રઢતા સાથે જાળવી રાખવા મદદ કરે આમીન.

તા. ૩–ઓકટોબ્બર ૧૯૩૧ } M. J. Ghausi M. A; LL. B.
**માણાવદર.** } Revenuer Office, **Manavadar.**

તુઝે અય બુલબુલે રંગીં નવા સુઝી હય ગાનેકી;
મગર મુઝકો પડી હય ફિક્ર તેરે આશીયાને કી.

યેહ તેરે આડે સીધે ચાર તીનકે શાખે ગુલબન પર;
કભીસે બિજલીયાં હેં ફિક્રમેં ઉન્કે જલાને કી.

કભી સુઝાભી હય તુઝકો કે અબ રંગે ચમન કયા હે?
કભી સોચાભી હય તુને હવા કયા હય ઝમાને કી?

યેહ ગુલચીં, બાગબાં, સૈયાદ, યેહ તેરે કરમ ફરમા;
લીએ બેઠે હેં દીલમેં હસરતેં તેરે મિટાને કી.

સંભાલે અપને અપને પર પુરઝે તેરે સબ હમસફીરોંને;
હર એકને ફિક્ર કી હય અપને અપને આશીયાને કી.

મગર એક તુહી ગાફીલ હય મઆલે કારે ગુલશનસે;
તેરે હીસ્સેમેં આઇ ગફલતેં સારે ઝમાને કી.

પુરાને બર્ગો ગુલ, સબ છાંટે જાઇંગે ખયાબાંસે;
લગી હય બાગબાંકો ધુન નએ ગુલશન બનાનેકી,

નએ પોદે, નએ બુટે, નએ ગુલબન, નએ તખતે;
નઈ શરતેં બનેંગી અબ ચમનમેં આને જાનેકી.

કફસભી, દામભી, મીકરાઝભી, બીલકુલ નએ હોંગે;
નઈ તરકીબ હોગી તુઝકો ફંદેમેં ફંસાને કી.

નયે હાલાતકો દેખ ઓર સંભલ, ગર ઝીન્દા રહના હય;
નહીં તો ખુદકો ઝીન્દા ગાડના હોગા મઝારેમેં.

ખદાહી હાફીઝો નાસીર હય તેરી કોમે બેકસકા;
શુમાર ઇસ્કા હય મુદ્દતસે હવાદિસ કે શિકારેમેં.

